# કુમારિકા.

લેખક,

વસન્તવિનોદી.

# કુમારિકા.

લેખક

**વસન્તવિનોદી.**

(ચન્દુલાલ મણીલાલ દેસાઈ),

પ્રકાશક

**સાકરલાલ બુલાખીદાસ ઠાકોર,**

બુકસેલર, રીચીરોડ,—**અમદાવાદ.**

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

ઇ. સ. ૧૯૧૯.

**મૂલ્ય રૂ. ૦-૩-૦.**

# અર્પણ.

આ કાવ્યની કુમારિકાના જેવા

સ્વતંત્ર ઉન્નત વિચારો

ધરાવનારી,

સર્વે સમજુ કુમારિકાઓને

આ કાવ્ય

અર્પણ

હો.

# પ્રસ્તાવના.

"વિધવા" તેમજ બીજાં કેટલાંક પ્રસંગોપાત લખેલાં ફુટક કાવ્યોના લેખક તરીકે રા. વસન્તવિનોદી ગુજરાતી વાંચતી પ્રજામાં જાણીતા છે. "વિધવા" નામના ખંડ કાવ્યમાં રા. વસન્તવિનોદીએ એક હિન્દુ સ્ત્રીને પતિ મરતાં જે જે દુઃખો સહન કરવા પડે છે તેનું ચિત્ર આપી "વિધવા" ને પુનર્લગ્નના પ્રશ્નના ગુંચવાડામાં ન ઉતારતાં પ્રજા કલ્યાણના કાર્યમાં પ્રેરી છે. આ "કુમારિકા" નું ન્હાનકડું કાવ્ય પણ હાલના હિન્દુ સંસારનું જ ચિત્ર છે. નવા વિચારોના પ્રભાતમાં જન્મેલી અને વીસમી સદીના સંસ્કાર પામેલી આ "કુમારિકા" અને જુના વિચારને માન આપનાર તેના માતપિતા વચ્ચે મતભેદ હોય એ સ્વાભાવિક છે અને લગ્ન જેવા વિષયમાં એ મતભેદ કેવું સ્વરૂપ પકડે છે એની ઝાંખી આ કાવ્યમાં આપણને થાય છે. લાંબા સમયથી ચાલતા આવતા આપણા લગ્ન રિવાજો નવા સંસ્કારમાં ઉછરેલી બાળાઓને યોગ્ય ન લાગે અને એ જુના વિચારને તાબે ન થવામાં કેટલું કષ્ટ સહન કરવું પડશે તે આ "કુમારિકા" બરોબર સમજે છે અને અનેક તર્ક વિતર્કને અંત્યે એક જ નિર્ણયપર આવે છે કે,

"વિશુદ્ધ ભાવે હૃદય કહે તે તે પ્રમાણે ચાલવું,
છે નિયમ એ ગૌરવ ભર્યો તે નહિ કદી તોડીશ હું."

આ નિયમ એક સાધારણ સૂત્ર તરીકે બરોબર છે અને એ અમૂક પ્રસંગોએજ અમલમાં મૂકાવો જોઇએ. કોઇ પણ રીતે એમાંથી આડા અવળા ન જવાય એવા જીવનસૂત્ર તરીકે સ્વીકારતાં કદાચ ઘણા આચકો ખાશે. અને લગ્ન જેવા પ્રસંગોમાં એક સોળ વર્ષની બાળા ફક્ત પોતાની હૃદયની ઉર્મિઓને જ વશ થઇ વર્તે એ બહુ ઇચ્છવા યોગ્ય નથી. છઠ્ઠી ઉર્મિમાં વપરાએલા 'હૃદય-પતિ' અને 'દિવ્ય-પ્રેમ' શબ્દો આ "કુમારિકા" ને ગમે તેટલા કર્ણપ્રિય લાગતા હોય તેમ છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે જ્યાં સુધી "ફુટા છેડા" નો રિવાજ તથા કાયદો હિંદુ સમાજ સ્વીકારે નહિ ત્યાં સુધી લગ્નને સારૂ માત્ર હૃદય શિવાય બીજી કેટલીક બાબતો જોવાની જરૂર છે. રા. વસન્તવિનોદીએ આ બાબતમાં કુમારિકાના વિચારો દર્શાવ્યા હોતતો તેમાંથી સમાજને ઘણું જાણવાનું મળી શકત. હિન્દુ સમાજનું ચાલુ વાતાવરણ જોતાં ફુટા છેડાનો રિવાજ દાખલ થાય તેજ મ્હને તો ઇષ્ટ લાગે છે. જ્યારે બીજા દેશોમાં મુદતીઆં લગ્નોની હિમાયત થવા માંડી છે એટલું જ નહિ પણ રાજ્યને સમાજ (State and Society) ના હિતની ખાતર "અવિવાહિત માતાઓ"

(Unmarried Maternity) ની સ્થિતિ પણ ઉઘાડે છે.ગે સ્વીકારવાની વાતો સંભળાય છે તેવે સમયે આટલો છુટા છેડાનો રિવાજ પણ શું હિન્દુ સમાજ ન સ્વીકારી શકે ?

" કુમારિકા " લગ્નની જરૂરીઆતતો પ્રથમથી જ સ્વીકારે છે. હૃદયપતિ નમળે તો જ કુંવારા રહેવું એ નિર્ણયપર આવે છે. હિંદુ સમાજમાં ઉછરેલી બાળા એથી વધારે શું કરી શકે. જ્યાં સુધી સ્ત્રીઓના જીવનનો આધાર પુરૂષોપર રાખવામાં આવે છે ત્યાં સુધી લગ્ન એ સ્ત્રીઓને સારૂ પ્રથમ જરૂરીઆત ગણાય એ સ્વાભાવિક છે. અને આવા સંસ્કારમાં ઉછરેલી ' કુમારિકા ' ને જીંદગીના આરમ્ભમાં જ લગ્નના વિચારો આવે એ બરોબર છે. તેમ છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે જો આપણે સ્ત્રીઓની દશા સુધારવી હોયતો આપણી બાળાઓના મગજમાંથી આ વિચારો કહાડી નંખાવા જોઇએ અને સ્ત્રીઓને નિર્વાહ સારૂ પુરૂષોપર આધાર રાખવાની જરૂર નથી પણ પોતે જ પોતાનાં નિર્વાહનાં સાધનો મેળવી શકે છે તે વાત સચોટ સમજાવવી જોઇએ.

લગ્નની જરૂરીઆત આપણે સ્વીકારીએતો પછી તે લગ્ન જ્ઞાતિના કુંડાળામાં જ થવા જોઇએ કે જ્ઞાતિના સાંકડા ચીલાની બ્હાર જવાની જરૂર છે એ બાબતતો ભાગ્યે જ બેમત હોઈ શકે. આ વિષયપર " કુમારિકા " ના વિચારો "નથી

જ્ઞાતિની પરવા મ્હને પર જ્ઞાતિ કયમ જાઉં નહિં" ચાલુ જમાનાને યોગ્ય જ છે. આપણે હવે જ્ઞાતિ સંસ્થાના સાંકડા ચીલામાં જકડાઈ રહેવાની જરૂરં નથી એ સત્ય આપણે સ્વીકારીશું તો જ આપણી ઉન્નતિ છે.

વડીલો પ્રત્યે આપણા ધર્મ કેટલા છે અને વિચારમાં તેમજ આચારમાં કેટલે દરજ્જે નવા જમાનાના સ્ત્રીપુરૂષોએ વડીલોની આજ્ઞામાં જ રહેવું જોઇએ અને કીયા કીયા પ્રસંગોએ પોતાની ઇચ્છાનુસાર કરવું જોઇએ એ "રમણીય ભાંજગડ" ની અંદર આ કુમારિકા કેટલાક શુદ્ધ ઉદ્દગારો કહાડે છે.

"નહિ જીભમાં પણ જીવનમાં પ્રભુ તેજને ઉતારવાં"
"છે એજ ઉન્નત ધર્મ + + + +"

આ ઉદ્દગારો અર્થ સૂચક છે અને ધર્મનો ખોટો ડોળ રાખનાર ભક્તોને તો ખાસ મનન કરવા યોગ્ય છે.

અમદાવાદ. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ.

# કુમારિકા.

## ઉર્મિ પહેલી.

બહુ હૈયું મ્હારૂં થરથરે કૈં કૈં મ્હને ભ્રાંતિ પડે,
રે ભાવિ મ્હારૂં જગતમાં હે તાત હા કેવું થશે !
નવરંગ વાડી ઝૂલતી વેરાનમાં શૂં પલટશે !
(કે) રસમય નવલ નાયક મળે અદ્‌ભૂત કૈં તે ઝલકશે !

નયનાં પસારી નિરખતાં કમ્પારી છૂટે કારમી,
કૈં સહિયરો દુઃખમાં ડુબેલી દેખતાં બનું ગાભરી;
શૂં મ્હારૂં પણ હા ! એ થશે ! માતાપિતા શૂં ભૂલશે !
મૃદુ આશ ઝરણાં ઉભરતાં શૂં બખળતે રણ વિરમશે ?

નિશદિને નવભાવથી મધુ ઝુલવતાં મોટી કરી;
નિશદિને જ્યાં ત્યાં મ્હને સૌ વાતમાં હૈયે ધરી;

ડગલે ડગલે નિશદિને મ્હારી સલાહ પ્રીતે પૂછે,
મુજ જીવન-સાથી શોધવાનો ત્યાં મ્હને અળગી કરે.

અતિ વિવિધ રીતે વ્હાલથી .માતા પિતાએ કેળવી;
'છે ભાવિ મ્હારૂં ઉજમણું' કૈં વાત એવી બહુ કરી;
પ્રેમળ હૃદય શુભ ભાવથી આપી વળી આશિષ ઘણી,
હા ! વિસરશે શૂં એ બધું ! શૂં વ્હાલપર ફરશે છરી !

નશિબ મ્હારે શૂં લખ્યું હા ! હૃદય રોજે રળવળે;
વિચાર કૈં કૈં વમળિયા, થરકાવતા નિત્યે દમે;
મધુઆશના અજવાળિયાં અન્ધારમાં શૂં પલટશે ?
ભણકાર મીઠા ભાવિના તે સ્વપ્નવત્ શૂં થઇ જશે ?

× × × ×

શીરઓાજ અતિશય દાખતાં ખુબ છાની મુજ વાતો કરે,
છે જીવન મ્હારે ગાળવાનું તો મ્હને કયમ ના પૂછે !
અણજાણતાં પાસે જતાં શી વાત બદલી નાંખતાં !
ઝટ વ્યર્થ નવરૂં કામ શોધી દૂર ને દૂર રાખતાં.

# ઊર્મિ બીજી.

સહિયર ભલી સોહ્યામણી વળી શાન્ત ’ને ઠીક ભણી ગણી,
મૃદુ પુષ્પહૃદયી કોમળી છે ગરિબડી દુઃખમાં પડી;
નિજ વાંક વિણ તે કુસુમડું ખીલ્યા વિના કરમાય છે,
પ્રભુ ! મ્હારૂં પણ શું એ થશે ? નિશદિન હૃદય ગભરાય છે.

શિક્ષિત પતિ એને મળ્યો ચિત્ત શાન્ત’ને જગગુણ ભર્યો,
નિર્દોષ સહિયર અન્તરે તોયે નથી તે ઉતર્યો;
શીત ચન્દ્ર શાન્તિસદનમાં મધુકુમુદિની હરખાય છે,
દિનનાથ દાખે ગેલ મોંઘા તદપિ તે કરમાય છે.

પુષ્પશૈયા છો ભલે પણ માછલીને કયમ ગમે !
તલસાટ પાણીનો ઘણો ત્યાં દૂધ પાયે શું વળે !
રમણીય રંગો છો રહ્યા અણુજૂગતા વિણ દામના,
નહિં હૃદય ભેગાં જ્યાં મળ્યાં સૌ યોગ તે વિણ કામનાં.

× × × ×

જરી હૃદય સૂના યોગની મ્હારે નથી ઇચ્છા અરે,
પશુ જીવન તે શા અર્થનું જ્યાં હૃદય નિત છાનું રડે.

# ઊર્મિ ત્રીજી.

અતિ શોકમાં નિત રવડતી સહિયર બીજી સલૂણી ભલી,
અનઘડ પતિ એને મળ્યો માતા પિતાની ભૂલથી;
હતી આશ નિર્મળ વ્યોમની તે અન્ધ ખાડે જઇ પડી,
શીળી તેજ રેખા રસભરી નથી આવતી કહિયે જડી.

હર્ષિત બધાં હૈયે થયાં ખુબ ધનિક સુતને શોધિને;
'ઠીક પુત્રિ સુખમાં મ્હાલશે' મન વાળીયાં એ માનીને.
સમજ્યાં નહીં હા ! એ જરી, જે પક્ષિ માંગે વ્યોમને,
તપતી ધરા શીત મેઘ વાંચ્છે, હૃદય માગે પ્રેમને.

કુટુમ્બ સારૂં શોધિયું પણ પાસ નહિં કૈં કુટુમ્બનો,
મલકી પડ્યાં મણિભૂમિપર પણ હાથ આવ્યો કોયલો;
અળગાં થયાં માતાપિતા સહિયર ભલી સોસાય છે,
ભડઆશના ભડકા થયા વિણ વાંક તે રીબાય છે.

× × × ×

રે ! ભાવિ મ્હારૂં શૂં લખ્યું ? હા ! મ્હારૂં પણ શું એ થશે !
માતાપિતા શૂં ભૂલિને મુજ જીવન વેલી ચૂંથશે !

× × × ×

દુર્યોગ આવા ગોઠવી માતાપિતા જાણે મને,
"ઠીક પુત્રિ ઠેકાણે પડી, શીરભાર છે ઉતર્યો હવે"
હા ! ભાર આવા દુર કરી હરખાઈ મનમાં મ્હાલતાં,
નિજ ભોળી કન્યા ભાવિપરથી હાથ સૌ ઉઠાવતાં.

"કહેતાં અમ્હે તો સૌ કર્યું પણ પુત્રિનું છે નશિબ એ,"
કહેતાં કે "પુત્રિ પાપ પેલા ભવ તણાં આવી નડે,"
હા ! સરલ બાળા રેંસીને મિષ કાઢતાં ભૂલ છાવરે,
જ્યાં વાંક છે નિજ જાતનો ત્યાં નશિબને આગળ કરે.

× × × ×

હે જગપતિ ! વ્હાલા તહુને નિત્યે કરૂં હું પ્રાર્થના,
મ્હારે નશિબે કો' દિને દુઃખ આવડાં આપીશ ના.

# ઊર્મિ ચોથી.

શુભઘોષ નિર્મળ પ્રેમના મુજ હૃદયમાં કૈં જગવતી,
મૃદુ વ્યક્તિ નમણી નજર નાંખે જ્ઞાતિમાં જડતી નથી;
બહુ બહુ વિમાસુ ધીરજથી ત્યમ ત્યમ હૃદય ગભરાય છે;
હે તાત ! વ્હાલા જગપતિ મુજ હૃદય રડીરડી જાય છે.

બહુ સુરૂપને શિક્ષિત ભલા છે જ્ઞાતિમાં પંડિત ઘણા;
આદર મ્હને છે એમનું પણ પ્રેમ માટે યોગ્ય ના.
કદિ પ્રેમ માટે યોગ્ય ના તો લગ્ન મ્હારૂં ક્યમ કરૂં,
હા ! પ્રેમસુખું લગ્ન તે હું જીવિતમૃત્યુ જગ ગણું.

× × × ×

સાચે હસી શૂં જુલમથી મ્હને જ્ઞાતિમાં પરણાવશે !
ઠીક હૃદય મ્હારૂં ખીલવીને શૂં પછી કરમાવશે !

# ઉર્મિ પાંચમી.

માતા પિતા પૂછતાં મ્હને હું બ્હાવરી શું કયમ બની,
ગૃહકાજના વ્યવહારમાં કયમ ધ્યાન કૈં દેતી નથી!
મેળાપ માટે આવતાં કૌ’ આઘી કયમ ત્યાં હું ખસું;
નિર્દોષ રમતની વાતમાં પણ કયમ કદીએ ના હસું!

હા! બ્હાવરી કયમ ના બનું! કયમ ભાન પણ ભૂલું નહીં!
મધુ સ્નેહવન્દન શાં કરૂં જ્યાં સ્નેહથી અળગી થઇ!
મુજ ભવિષ્ય ઝૂલે ત્રાજવે ત્યાં ભાવ તે શાં આદરૂં;
ભયજાળ પંખી ફફડતું તે હાસ્ય કયમ જાણે ભલું!

મ્હેં એક વેળા પ્રીતથી માતા પિતા પાસે જઈ,
અતિ લલિત અન્તર વિનયથી હળવે રહી પૂછ્યું જરી;
“નિર્દોષ છે તમ પુત્રિ એને જોડ કેવી આપશો?
ખુબ વ્હાલથી મોટી કરી હવે વ્હાલ કેવું દાખશો?”

જ્યાં પ્રશ્ન પૂછ્યાં આવશે ત્યાં શા અરે ભભડી ઉઠ્યાં,
“તું બેસ છાની બુદ્ધિ હીણી” વેણ આવાં બહુ કહ્યાં,

" પૂછ્યા વિના કયમ બોલતી શૂં ભાન છે ભૂલી બધું !
" દુઃખ વેઠતાં મોટી કરી શૂં પાણી એ પર છે વળ્યું !
" તુજ માટ સારી જોડ જોવા યત્ન કરશું શૂં નહીં !
" ડા'પણ બધું તુજમાં ભર્યું ? અનુભવ અમ્હારો શૂં નહીં !"

પ્રભુ વ્હાલ નમણાં દાખતાં નિત્યે મ્હને બોલાવતાં,
મૃદુ તેજી મીઠાં નયનથી નિત્યે મ્હને જે પૂજતાં,
કદી શબ્દ કટુ કાઢયા નહીં, ભૂલચૂકને ભૂલી જતાં,
તે શૂં બધું વીસરી ગયાં ? તે શૂં હવે વેરી બન્યાં ?

ઉછરી મ્હને પુર વ્હાલથી તે શૂંય પાછીથી શોકવા !
મન કેળવ્યું ભડભાવથી તે શૂંય પાછીથી સોસવા !
કઇ રીતનો એ ભાવ'ને વડું વ્હાલ શિક્ષણ કયાં લીધું !
મધુ ચિત્ર ચિતરી શ્રમ લઇ પછી પગમહીં તે પીંખવું !

# ઊર્મિ છઠ્ઠી.

શૂં લોકમતભયલાજમાં માતાપિતા હા ! હોમશે;
શૂં સ્નેહપાતાં તે હવે દુઃખ ઝેર પાઇ રાચશે ?
પુર ભક્તિના મધુમનનથી નિર્દોષ પંખી કેળવી,
શૂં અવરજન સંતોષવા ઝટ નાંખશે એને પીંખી !

નહિં શરીરપતિની યાચના, છે હૃદયપતિની પ્રાર્થના;
કેવલ સ્થૂલે તૃપ્તિ નહીં, છે દિવ્ય પ્રેમની વાંચ્છના;
રસપ્રેમઉત્કર્ષ જીવન તે દર્શન કરાવે સ્વર્ગનાં,
બસ લગ્ન ખાતર લગ્ન તે છે યોગ સૌયે અધમનાં.

મુજ શિશુવયે માતાપિતાએ અવનવી આશાભર્યા—
મૃદુ ઇન્દ્રબાણી પુનિત રંગો હૃદયભૂમિપર ચીતર્યા;
શૂં રંગ તે સૌ પલટશે ? બદસુરતી શૂં ત્યાં થશે ?
હેદિવ્ય ભાવિ આશ તે શૂં રૂદનમાં હા ! વિરમશે ?

× × × ×

વસવાટ શો મુજ દિલ મહીં માતાપિતા કયમ સમજશે !
શૂં દર્દીને જોયા વિના હા ! વૈદ્ય વ્યાધિ પરખશે !

× × × ×

હું'ક સાંકડા આદર્શોની કુડ સાંકળે જકડી મ્હને,
ભલું જીવન સાર્થક નિજગણી માતાપિતા શૂં મ્હાલશો !
સમદર્શી શાન્તિતુલન શૂં કરશે નહીં પુર મનનથી,
" નહીં જીવન સાર્થક થાય છે નિજ પુત્રિ સુખભંજન થકી."

# ઊર્મિ સાતમી.

માતાપિતાએ શિખવ્યું "સૌ બાળ આપણુ જગપતિ,
એના પુનિત દરબારમાં નિશદિન ઝરે છે શમનીતિ,
નહિં જ્ઞાતિ કે નહિ જાતિ કે નહિં વર્ણનો છે ભેદ ત્યાં;
નિત અચલ સ્નેહી તુલનાથી કર્મફળની ભેટ ત્યાં."

જો કર્મ ફળની ભેટ હરનિશ ઇશને દરબાર છે,
શું ઇશથી પણ જન વધ્યા કયમ તોડતા એ નિયમને !

આ ભવ્ય અદ્દભૂત વિશ્વરચનાભેદ ખોલી શ્રમ લઇ,—
કૈં દિવ્ય લોકે બોધ દીધા ધર્મના બહુ રંગથી;
તે ધર્મના નમણા નિયમ સૌએ હવે વિસરી ગયાં,
જ્યાં કર્મની છે વાત ત્યાં હવે જન્મને આગળ ધર્યો,

બહુ ધર્મની વાતો કરી નિત ધતિંગ ઉંધા ચલવતા,
સૌ વિશ્વવ્યાપિ નિયમ મોંઘા અજબ રીતે તોડતા.

× × × ×

× × × ×

ભલે જન્મમાં હો ઉચ્ચ પણ છે નિચ્ચ કર્મે ભાવના,
શું ઉચ્ચ એને માનીને નિત શીરપરે પધરાવવા !
કદિ કનક ભેગું કથિર તો શું કનક એને માનવું !
ફુલબાગમાં થયું ઝાંખરૂં ફુલ સાથ શું સરખાવવું !

× × × ×

નિત ભેદ ભાવો બોધતો તે ધર્મ મુજને માન્ય ના;
મન ક્ષિતિજને સંકોચતો તે ધર્મ મુજને માન્ય ના;
પ્રભુસ્નેહપુર આ જગતમાં બેતાલ કર્કશ કાઢતો,—
જ્યાં ત્યાં બધે ભય દાખતો તે ધર્મ મુજને માન્ય ના.

**શુભ સ્વાર્થસૂનીભાવનામય કાર્ય કરવાં ટેકથી;**
**મૃદુ વિમલ પરિમલ સ્નેહની વરસાવવી સુરનેહથી;**
**નહિ જીભમાં પણ જીવનમાં પ્રભુતેજને ઉતારવાં,**
**છે એજ ઉન્નત ધર્મ; ’ને મ્હને એજ ધર્મે માન્યતા.**

× × × ×

મુજ હૃદયના ભાવો ઉંડા માતા પિતા સમજે નહીં;
મા બાપને સંતોષવા શું જીવનને હોમું તહીં !

× × × ×

વળી સર્વવ્યાપી પ્રેમ નિર્મળ ઈશનું પ્રતિબિમ્બ છે.
ભંગાણ એમાં પ્રેમસૂના લગ્નથી શું ના પડે !

માતા પિતાનું માનવું શું ઇશને તરછોડતાં ?
સામીલ શું મ્હારે થવું માતા પિતાની ભૂલ જ્યાં ?
કુડ ચાલની કડવાશથી શું કાયરા બની થરકવું !
શું આત્મના ઉજાસ માટે દૈવી મન બળ વિસરવું !

# ઊર્મિ આઠમી.

જનવાયકા કે "લગ્ન પછીથી પ્રેમ સૌ બન્ધાય છે;
"સાથે રહ્યેથી સર્વદા હૈયાં ગુંથાઈ જાય છે."
'રે માની એ હું કયમ શકું નિહાળતી જ્યાં સૌ જુદું,
સંગાતના જડ વ્હાલ તે ભડ પ્રેમમાં ભૂલાય છે.

સહવાસ વ્હાલો નહિં ઉંડા છે ભભક સૌયે બ્હારની;
તૂટેલ માટીનું પાત્ર તે પ્રિય લાગતું સહવાસથી.

નવતેજમય નવરંગનભ ગિરિશૃંગપર હસતાં રમે,
વિશ્રાન્તિ ત્યાં પળભર લઇ નિહાળતાં ફરી જગતને.
મનુબાળ શીરપર તાપ ત્યાં શીત સ્નેહનીર ઝરતાં ફરે,
તે નમ્ર થવા મુજ હૃદય તલસે ખીણમાં જઇ શું કરે!

× × × ×

અતિ પ્રૌઢ વર્ણન પ્રેમનાં પુરાણમાં રેલી રહ્યાં;
અદ્દભૂત ચિત્રો પ્રેમનાં વાતો મહીં ઉભરી રહ્યાં;

પ્રત્યક્ષ જીવન ભાળતાં એમાંનું કૈં નિરખું નહીં;
થોથાનું ડા'પણ એ બધું કે અવનતિ શૂં આપણી !

× × × ×

× × × ×

જગ કમનસીબે જન ઘણા વિદ્વાન થઇ વાંકા ફરે,
નિત શબ્દબાજી રમતમાં ડા'પણ અતિશય દાખવે;
નિજ જીવનમાં તોયે બધા નિજ બોલ સૌ વિસરી જતાં,
'રે ધૂળ એ શિક્ષણ લીધું જ્યાં પાઠ શિખ્યા દૂંભના.

× × × ×

" કુડ જ્ઞાતિબન્ધન દોષથી બહુ દેશ હાની થાય છે; "
નિત મોટ મોટાં ભાષણો જ્યાં ત્યાં બધે સંભળાય છે;
બસ તાળીઓ લે છે બધા, કર્તવ્યમાં પણ કાયરા,
બહુ એમનાં પાપે દિનોદિન બન્ધનો જકડાય છે.

શુકશબ્દશૂરે શૂં વળે કદિ કર્મ કરવા હામ ના;
ખરી વેળ ત્યાં પાછા પડન્તા ધિઃક જીવન અધમનાં;

સંતાડતાં કાયરપણું પછી બુદ્ધિના મૂઢ વાદથી,—
બ્હાનાં બતાવી અવનવાં બતલાવતાં ઘટ પરિસ્થિતિ.

× × × ×

આ દંભ ટોળે વહિલ મ્હારાં શું મ્હને હા ! નાંખશે;
મુજ હૃદયને સૂકાવીને શું આત્મ સંકોચાવશે !
સંસ્કારસૂના જીવનના વિચાર આવે બહુ મ્હને,
કૃત્રિમ સૌયે જીવન ગાળે, મ્હારૂં પણ શું એ થશે ?

ભયઘોર ’ને કેવલ વિજન વનવાટમાં ભર રાત્રિયે,—
ચોપાસ ઉન્મત રાડથી કુંળું હૈયું બ્હીતું થરથરે,
સુખકર ઉષાનાં ગીત બલકર સૂણવા શંકા રહે,
એ દુઃખસ્થિતિમાં હું પડી નિત હૃદય ઘૂંટાયા કરે.

# ઊર્મિ નવમી.

"માતા પિતાનાં વ્હાલ મોંઘાં" સાંભળ્યું બહુ વેળ મ્હેં;
"અતુલ વ્હાલો વડીલનાં" એ જગતની નિત કહેણ છે;
સૌ વ્હાલ એ શાં કામનાં 'ને કહેણ પણ જુઠ્ઠાં ઠરે,
અણી આવતાં માતા પિતાને વ્હાલ જો ના સાંભરે.

નિચ સત્વહીન સમ્બન્ધના ભણકાર કમ્પાવે મ્હને,
શું જોરથી સૌયે મળી કુડ હેડમાં હા! જકડશે!
પૂછશે નહીં જરિયે મ્હને? શીર ગજબ શૂં ગુજારશે?
ખુબ હૃદય મ્હારૂં કેળવી મુક પશુ સમી શૂં માનશે!

જગલાજની જુઠ શરમમાં શૂં મૌન્ય મ્હારે ધારવું?
નિશ્વાસના દૈ હાથ માથે જીવનકેદી થૈ રહું?
મધુરસ વિચારો સંઘર્યા તે શૂં બધા તરછોડવા?
ના, ના, નહી એવું બને ભલે જગત સામું હોયના.

પુર હામથી મ્હારૂં હૃદય માતા પિતાને દાખવું,
બહુ છો મ્હને દબડાવતાં દરકાર એની નહિં કરૂં;

મ્હેતર બધાં નાખુશ થતાં, નુકશાન એમાં શૂં વડું,
શૂં ઠાલી લજ્જાભય ડરી મુજ જીવનને વિફ્રરી દઉં.

ના, ના, નહીં એવું બને ચકડોલ ચાલ્યું જીવન જ્યાં;
નયન ઝલકી રોષ બહુ ઉદ્ધત ભલે મ્હને લેખતાં;
કડવાં શુકન ભલે છો કહે ઘા ઝીલવા ધીરજ ઘણી;
અડગ મ્હારૂં હૃદય તે નહીં થરથરે પાછું પડી.

નિર્જીવ સંસારે જઇ મન તિમિરમાં ભટક્યાં કરે;
અંગાર સળગે હૃદયમાં પણ જીભ બોલી ના શકે;
મધુભાવસૂના નયનમાં નિત હાસ્ય ખોટાં આણવાં;
એ જીંદગીના ક્રૂર હા! ભણકાર લાગે કારમા.

હું સહન એ નહિં કરી શકું પડવું નથી પાંખડમાં,
સંકલ્પ મ્હારો નહિં તુટે છો જોર દાખે સૌ સગાં;
નીચ હાંસી'ને ફીટ્કારથી નહિં હૈયું મ્હારૂં હારશે,
છે અમર શ્રદ્ધા સત્યમાં, વીરહામ પ્રભુજી આપશે.

માતા પિતાને કહીશ તો કહેશે મ્હને "બહુ વહી ગઇ,
"ઠીક કેળવી મોટી કરી તેથીય શૂં સામી થઇ!

"વેઠ્યાં અમ્હે જે દુઃખ તે શૂં શબ્દ આવા સૂણવા ?
"ઉદ્ધત બને શૂં આકળી કયમ ભાન ભૂલે વિનયના !"

હા ! ઉછરી મ્હોટી કરી ઉપકાર માનું એમનો,
ઠીક કેળવી મન ખીલવ્યું ઉપકાર માનું એમનો;
પણ હૃદયને કરમાવવા માતા પિતા જ્યાં મથી પડે,
ત્યારેય શૂં હું મૌન્ય ધારી પાડ માનું એમનો !

ના, ના, નહીં એવું બને માતા પિતા છો રોષતાં,
કટુ શબ્દના આઘાતથી બહુ છો મ્હને તરછોડતાં.

× × × ×

× × × ×

"ભઇ પૂજ્ય બુદ્ધિ અચલ વ્હાલે રાખવી નિજ વડીલમાં,
"'ને એમની ભૂલો મહીં પણ સ્નેહ જોવો સર્વદા;"
બહુ બોધ એવા હું શીખી 'ને શીખતી હજીયે વળી,
શૂં વડીલનો મ્હારી પ્રતિ જરિ ધર્મ ત્યારે કૈં નહીં ?

વિણ બોલ મ્હેં શીરે ધરી આજ્ઞા બધીએ વડીલની,
ન ગમતી વાતો ભાવ રાખી લલિત વદને બહુ કરી;

" ભલે વડીલ એ છે ફરજ મ્હારી " નિત્ય મનમાં માનતી,
તે કયમ હવે હું કરી શકું જ્યાં જીવનની વાતો રહી !

ભયલાજ બેસે ભવિષ્ય સઘળું સરકશે મુજ હાથથી;
અતિ હૃદય કકલાટે પછી પાસો પડ્યો ફરશે નહીં;
બ્હેતર ધડાકા રોષના શીરપર બધા હમણાં લઉં,
બ્હેતર ભૂંડી જગવાયકાના ત્રાસ પણ હમણાં સહું.

# ઊર્મિ દસમી.

પશુવૃત્તિના નિચ ક્ષણિક ખેલે જગત આ ચાલી રહે,
નહિં રમત ફલ વિચાર કહિં એ ધૂન જાગે કો’ કરે;
અતુલ બળની અન્ધતા જ્યાં વ્યાપતી અણુ અણુ મહીં,
પરિણામનાં રહે ભાન ક્યાં જ્યાં બુદ્ધિની શુદ્ધિ ગઈ!

કુસુમ કળી કોમળ પછી નિર્દોષ હસતી જગ રમે,
માતા પિતા કર્તવ્ય નહિં શૂં ધૈર્યથી કળી સાચવે?
છે આદિ કારણ વડીલ તો શૂં ધર્મ નહીં કળી પોષવા,
સદ્‌ભાવને સદ્‌બુદ્ધિથી જગ યુદ્ધ માટે ખીલવવા?

નિજ ધર્મ ભજવે વડીલ તે ઉપકાર મોટો માનીને,
શૂં સતતસેવક થઇ રહે સંતાન બુદ્ધિ મારીને?
શૂં પૂજ્ય ભાવે અન્ધ થઇને વડીલ ભૂલો પૂજતાં,—
ચાલ્યાં કરે સૌ એક ચીલે ન્યાયવૃત્તિ વિસરતાં.

નહીં સૃષ્ટિનો એ નિયમ છે જ્યાં પ્રગતિમય ભડભાવના,
કુડ રૂઢી બન્ધન તોડતાં જગ બાળ છે આગળ વધ્યાં,

એ રૂઢી બન્ધન તોડવા મ્હારે હૃદય વીજહામ છે,
નહિં તુચ્છ આંધી સતવણીની જરી મ્હને ગભરાવશે;

મૃદુ સ્નિગ્ધ ઉન્નત ઝલકતા દૃષ્ટાંત જગમાં જે થયા,
વીર આત્મના દૈવી અમર ગુણ આપશે મ્હને પ્રેરણા.

# ઊર્મિ અગીયારમી.

વળી પ્રેમલૂખાં લગ્ન તે વ્યભિચારમાં શૂં ના ઠરે ?
જગનિયમને એ કબૂલ તેથી આત્મ હલકો નહિં પડે ?
બૂરાઇ તે બૂરાઈ છે છોને ભલાઇ જગ કહે,
કટુ વિષના અવગુણ તે અમૃત કહે કયમ સુધરશે !

જડ આત્મસૂના યન્ત્ર સરખું શરિર જગ ચાલ્યાં કરે,
મૃદુ ગન્ધલૂખા કુસુમસમ ડાલી રમી'ને ખરી પડે,
જયાં હૃદય ખુબ રૂંધાય ત્યાં હા ! આત્મ કયમ વિકસી શકે !
શુભ હેતુ અળગું જીવન થૈ પરમાત્મથી અળગું રહે.

# ઊર્મિ બારમી.

કદિ કહીશ હું 'નથી પરણવુ' પહેલાં મ્હને સમજાવશે,
બહુ રીતથી ધમકાવીને સૌ ઘેલીમાં પણ લેખશે;
કરશે વળી હાંસી ઘણી, કૈં વિવિધ રીતે પજવશે;
ગભરાઇને એથી અરે શૂં હૃદય મ્હારૂં થથરશે ?

ના, ના, નહીં એવું બને નિશ્ચય કર્યો છે અતૂટ મ્હેં,
નથી પ્રેમસાથી જ્ઞાતિમાં તો લગ્ન પણ ત્યાં નહીં બને;
નથી જ્ઞાતિની પરવા મ્હને પરજ્ઞાતિ ક્યમ જાઉં નહીં!
જ્યાં હૃદયજોડી ત્યાં વરૂં પ્રભુ બાળ સૌ સરખાં ગણી.

જગત ઘટવાયુ મુકી સન્તન હવામાં ઊડવા,
કૈં હૃદયને વિકસાવીને પ્રભુ ભવ્ય ગીતો રેલવા,
સમતોલ બળની સરળ ફરતી પાંખને પક્ષિ પૂજે;
શૂં મ્હારે પણ ઉન્નત થવા નહિં યોગ્ય જોડી જરૂર છે !

× × ×

છે શાન્તમન નિશ્ચય કર્યો હું નહિં કદી પાછી ફરૂં,
નિર્મળ ઉછાળા હૃદયના નહિં જોરથી દાબી દઉં.

× × × ×

× × × ×

મૃદુ ભાવ પ્રૌઢા સરળ નમણાં હૃદયમાં મુજ જગવતી,
ભલી પ્રેમ જોડી નહિં મળે તો એકલી રહું હામથી;
નહિં હૃદયને સંકોચીને લાચાર થઇ પરવશ પડું,
પાલન કરૂં પ્રભુ પૂજતી મુજ જોમથી આ શરિરનું.

વિમળ ધન્ધા ઉજમળા બહુયે પડયા આ જગતમાં;
પુરમનનથી સાવધ બની ફરૂં એકલી એ પન્થમાં;
કદિ પુરૂષ ત્યાં ફાવી શકે શિક્ષિત નારી કયમ નહીં,
ફતેહ ઇજારા શૂં બધા દીધા પુરૂષને જગપતિ ?

સંકલ્પ દૃઢ મ્હેં છે કર્યો નહિં પાછી પાની હું કરૂં,
હૃદયપતિ મ્હને નહીં મળે તો સતત કુમારી રહું.

× × × ×

× × × ×

"આગળ જતાં દુઃખી થશો, હમણાં તો સૌએ સ્હેલ છે,"
અતિ દુખદ કડવાં કથનની બ્હીવડાવશે બહુએ મ્હને;
"'રે સમય સરતાં દુઃખ પડશે" એ ભયે શૂં હું ડરૂં,
હલકા વિચારે ભ.વિના શૂં હાલથી કૂવે પડું.

ના, ના, નહીં એવું બને ભલે લોક ગભરાવે બહૂ,
નહિં ત્રાસ વમળે ચઢી જઇ હા! આત્મ ઘાતી હું બનું.
"વિશુદ્ધ ભાવે હૃદય કહે તે તે પ્રમાણે ચાલવું,"
છે નિયમ એ ગૌરવભર્યો તે નહિં કદી તોડીશ હું.

# આ લેખકના બીજાં કાવ્યો:—

ટહુકાર ( છૂટક કાવ્યોનો સંગ્રહ )

વિધવા ( એક ખણ્ડ કાવ્ય )